ભાઇઓ અને બ્હેનો,

આપણી આ અંત્યજ પરિષદ્‌નો જન્મ ગુજરાત રાજકીય પરિષદ્ સાથે જ થયેલો છે, તેથી દરવર્ષે આપણે સાથે જ મળીએ છીએ. ગોધરાની અંત્યજ પારષદ્ એ ફક્ત એક મેળાવડો જ હતો, છતાં એ મેળાવડાએ પ્રત્યક્ષ કાર્યની જ શરૂઆત કરી. ઠરાવ પસાર કરવા પહેલાં ઠરાવ અમલમાં મૂકયો, અને તેમાં જ તેની વિશેષતા હતી. તે વાતને આજે સાતમું વરસ બેસે છે. વચલાં છ વરસ દરમ્યાન આપણે ઓછી પ્રગતિ નથી કરી. મહાસભાએ પોતાના કાર્યક્રમમાં અસ્પૃશ્યતાનિવારણને મહત્વનું સ્થાન આપ્યું છે. ધર્મગુરુઓ પણ બદલાએલી દષ્ટિએ આ સવાલનો વિચાર કરતા થયા છે, એટલું જ નહિ પણ અંત્યજોને ન્યાય આપવા ખાતર અનેક ઠેકાણે ઉજળીઆત કોમના કેટલાક લોકો કષ્ટ વેઠવા પણ તૈયાર થયા છે. દક્ષિણ તરફ તો આ સવાલ સત્યાગ્રહે ચડ્યો છે.

આપણા ગુજરાતમાં અનેક ઠેકાણે અંત્યજોને સારૂ શાળાઓ અને આશ્રમો ખોલાયેલાં છે. વિદ્યાપીઠે પોતાની હસ્તીને જોખમે પણ શરૂઆતમાં જ અંત્યજોનો સવાલ પોતાનો કર્યો છે. ભાવનગરના દક્ષિણામૂર્તિ વિદ્યાર્થી ભવને મહામુસીબતે જૂના ચીલામાંથી ઉગરી જઇ અંત્યજોને માટે પોતાનાં બારણાં ખુલ્લાં રાખ્યાં છે. આમ બધે ધીમે ધીમે પણ મક્કમ રીતે અંત્યજોદ્ધારનું કામ આગળ વધે છે, અને જેમ રાજદ્વારી હીલચાલ ચલાવવા માટે પ્રાન્તિક સમિતિ છે તેમ અંત્યજોના કાર્યને માટે ખાસ અંત્યજ સેવા મંડળ આપણે ઉભું કરી શકયા છીએ.

છતાં આટલી પ્રગતિથી આપણે સંતોષ નહિ માનવો જોઇએ. અસ્પૃશ્યતાનિવારણના વિરોધીઓનાં હૃદયો જ્યાં સુધી આપણે પૂરેપૂરાં પલટાવીએ નહિ, પીગળાવીએ નહિ, ત્યાં સુધી આપણે અંત્યજોની પૂરી સેવા કરી ગણાય નહિ. એટલે આપણું કાર્ય બે દિશામાં થવું જોઇએ. એક તો અંત્યજો વચ્ચે કામ કરીને તેમને સુધારવાનું. સામાન્ય હિન્દુઓ કરતાં સંસ્કારોમાં તેઓ પછાત ન રહે, બનતી ઉતાવળે બીજા હિન્દુઓની હારમાં તેઓ બેસી શકે, એવા પ્રયાસો કરવા જોઇએ. બીજી તરફ આજ સુધી ઉચ્ચતા ભોગવતી કોમોને સમજાવી, વિનવી, તેમની દષ્ટિ ધર્મ, ન્યાય અને ભવિષ્યનો ચોખ્ખો સ્વાર્થ આ ત્રણે તરફ જાગૃત કરવી જોઇએ. એટલા જ માટે આજે કંઇક લંબાણપૂર્વક આ સવાલની તાત્ત્વિક ચર્ચામાં હું ઉતરૂં તો આપ દરગુજર કરશો.

મનુષ્યનું શરીર જ્યારે વધવા માંડે છે ત્યારે તેના બધા જ અવયવ ખીલવા માંડે છે. ઝાડની કુંપળ ફુટવા માંડે ત્યારે એક ડાળી ફુલેફાલે અને બીજી સુકાતી જાય એવું નથી બનતું. તેમજ પ્રજાની અંદર જ્યારે જાગૃતિ આવે ત્યારે તે બધાં ક્ષેત્રોમાં વ્યાપે છે. આજનો જમાનો મુખ્યતઃ રાજ્યદ્વારી જાગૃતિનો છે એ વાત નાકબુલ કરી શકાય નહિ, પણ જીવનની ગૂંથણી એવી સૂક્ષ્મ છે કે એક હીલચાલની અસર જીવનનાં બીજાં અંગોને વહેલી મોડી પહોંચ્યા વિના રહેતી જ નથી રાજકીય હક મેળવવાની ઝંખના શિક્ષિતવર્ગમાં ઉત્પન્ન થતાંની સાથે જ પશ્ચાત કોમોમાં તેની અસરથી પોતાના હક મેળવવાની ઈચ્છા પણ જાગી. જમાનાઓથી જેમની મહત્તા કબુલ કરવામાં આવેલી છે, અથવા તો ચલાવી લેવામાં આવી છે તે સિવાયની એકેએક કોમ આજે પોતાના હક માગવા તત્પર થયેલી આપણે જોઇએ છીએ. રાજ્યક્રાન્તિ કરવાને માટે આપણને જેટલી ધગશ ઉત્પન્ન થઈ છે તેવી જ રીતે એમનામાં સામાજિક પ્રગતિના પ્રયત્નો જોસબંધ શરૂ થયા છે. કાળીપરજ, ધારાળા, કોળી વગેરે કોમોમાં સુધારાના પ્રયત્નો આજે ચાલી રહ્યા છે. તેને લીધે કેટલીક અગવડો આજે બધાને ભોગવવી પડતી હશે, કેટલોક ત્રાસ સહન કરવો પડતો હશે, પણ એ બધું પોતાના સામાજિક હકોના ભાનની જાગૃતિ સૂચવે છે. સદ્‌ભાગ્યે ગુજરાતની ઉંચી કોમોએ આ જાગ્રતિને બીજા પ્રાંતોના જેટલી હરકત નથી કરી પણ થોડી ઘણી મદદ કરી છે એ સંતોષની વાત છે. એમ કરવામાં અગમચેતી છે, અને તેથી જ આજે આપણે ઉંચી ગણાતી કોમોના લોકો અંત્યજો વિષે વિચાર કરવા ભેગા મળ્યા છીએ.

હિંદુસ્તાનના બીજા ભાગોમાં અંત્યજોનો સવાલ કેટલો ગંભીર રૂપ પકડતો જાય છે, એની ખરી કલ્પના સામાન્ય માણસને ગુજરાતમાં ભાગ્યે જ [illegible] છે. રાષ્ટ્રસેવા કરવાને માટે હિંદુસ્તાનના દરેક માણસને—પુરુષ, સ્ત્રી તેમજ બાળકને દરેક શક્તિ કેળવવાની આજે જરૂર છે. સ્ત્રીઓને દેશ વિષે થોડા જ માહિતી હોવાથી હિંદુસ્તાનને લકવો થયાનું આગેવાનો કહે છે. આંકડાની ભાંજગડમાં ઉંડા ન ઉતરતાં અંત્યજોની સંખ્યા એમાંથી બાદ કરીએ, જંગલી નાતોને પણ એવી જ રીતે એ લોકસંખ્યામાંથી કાઢી નાંખીએ, તેમજ સુશિક્ષિત સ્વાર્થીઓની મોટી સંખ્યા પણ ધ્યાનમાં રાખીએ, તો હિંદુસ્તાનને માટે શ્રમ કરનારાં માણસો કેટલાં રહે છે એ સવાલ ખુબ વિચારવા જેવો છે. જો આ બધાંને કામમાં લેવાં હોય, એ બધાં પણ દેશનાં જ છે એમ આપણને સાચે લાગતું હોય, તો આપણે એ પણ વિચાર કરવો જોઈએ કે

અંત્યજો આ દેશનું અભિમાન રાખે એવી સ્થિતિ આપણે રાખી છે ખરી? દેશાભિમાન એટલે દેશની માટી ને પાણીનું જ અભિમાન નહિ. જેની અંદર આપણા બાપદાદાઓએ ધર્મની સ્થાપના કરી હોય, એને વધાર્યો હોય, દુશ્મનોથી પોતાનો અને પોતાના દેશબંધુઓનો બચાવ કરવાને માટે અતુલ પરાક્રમો કર્યાં હોય, જેની અંદરની દરેક નદી અથવા પહાડની સાથે પૂર્વજોના ઇતિહાસનાં કંઇ કંઇ સ્મરણો તાજાં થઇને હમેશાં આપણને શૌર્યનો અને પવિત્રતાનો પાઠ શીખવતાં હોય, અને જેની અંદર અનંત કાળ સુધી પોતાના ભાવિ વંશજો સુખેથી રહી શકશે એવી આશા હોય, તેને માટે અભિમાન શક્ય છે. અહીં તો અંત્યજોનાં ઘરોમાં માણુસ[illegible] ક્રૂરતાનાં મુગાં ભાષણો સાંભળી શકાય છે; ગુલામીનો ઇતિહાસ વણલખ્યો [illegible]ગે વાંચી શકાય છે. ધાર્મિક, સામાજિક, આર્થિક બધી ઉન્નતિના રસ્તા બં[illegible] [illegible] છે, અને એ સ્થિતિ એમનાં જ કર્મોનું ફળ છે એવો [illegible]ઝય [illegible]વ્યં છે. આવી ભૂમિને માટે અભિમાન તે કેમ ઉત્પન્ન થઇ શકે?

જેમ જેમ દેશ સ્વતંત્રતા ને સ્વરાજ્યની નજીક જાય છે તેમ તેમ આપણો પંથ વધારે ને વધારે વિકટ થતો જાય છે. ભેદનીતિથી રાજ્ય કરનાર અંગ્રેજ લોકો આપણી નબળાઇઓ પૂરેપૂરી જાણે છે. જે જે કોમોને અરસપરસ જરા પણ અણબનાવ હોય, તેમને ઉશ્કેરી, પોતાના પક્ષમાં લઇ, પોતાની સામે થનાર પક્ષને તે કચરે છે. હિન્દુમુસલમાનને તે લડાવે છે, પારસીઓને હિન્દુમુસલમાન સામે ઉશ્કેરે છે, અબ્રાહ્મણોને બ્રાહ્મણો સામા ઉભા કરે છે. પણ તેનું સૌથી રામબાણ શસ્ત્ર તો અંત્યજોને ઉજળીઆત કોમો સામે લડાવવા એ છે. એ શસ્ત્રમાં કેટલી અદ્ભુત શક્તિ રહેલી છે એનો ખ્યાલ સરકારને વધારે ને વધારે આવતો જાય છે. [illegible]ને આપણે વખતસર ન ચેતીએ તો તે સ્વરાજ્યને મારી નાંખનાર બ્રહ્મા[illegible] જ થઇ જાય. હિંદમાં આવો પ્રકાર ચાલતો હોય ત્યારે સંસ્થ[illegible]માં ઉચ્ચ દરજ્જાના અધિકારીઓ આપણને લાતો મારતી વેળાએ બ[illegible]વમાં ઉચ્ચ કોમના હિંદુઓનો સ્વધર્મી-સ્વદેશી-અંત્યજો ઉપરના [illegible]મતો દાખલો ટાંકે છે. એ સ્થિતિ બદલવી હોય તો અંત્યજોને આપણ[illegible] સાથે સમાનતાથી દેશના કામમાં પડવાની ઇચ્છા થાય એટલું જ [illegible]હ પણ આપણી જ પેઠે સ્વાર્થત્યાગ કરીને દેશને માટે ઝૂઝવાનો ઉમ[illegible] થાય એવી સ્થિતિ આપણે લાવી મૂકવી જોઇએ.

છતાં અંત્યજોનો સવાલ માત્ર રાજ્યદ્વારી દૃષ્ટિથી જ [illegible]વાનો છે એમ માનવાનું નથી. બધા હિંદીઓની પેઠે અંત્યજોને અંગ્રેજ રાજ્યમાં

દુઃખ ભોગવવું પડતું નથી, જુલમ સહન કરવો પડતો નથી, એવું કાંઇ જ નથી. વેઠનો ત્રાસ સૌથી વધારે અંત્યજોને જ હોય છે. અંત્યજોની પાસેથી સરકાર કર તો નિયમિત રીતે ઉઘરાવે છે, પણ તેમની સગવડ તેઓ કેટલી સાચવે છે? અંગ્રેજી અમલ પડેલાં તેઓ ખ. ધિ. પીધે જેટલા સુખી હતા, તેટલા આજે છે? એમને પોલીસનું રક્ષણ કેટલું મળે છે! તેમના ધંધાઓને સરકારે કેટલું ઉત્તેજન આપ્યું છે! સરકારની જુલમની ઘંટીમાં બધા સરખી જ રીતે પીસાય છે. એમાંથી બચવાને માટે આપણે ઘડીવાર એક થઇએ તેથી કંઈ અંત્યજોનું કે આપણું દુઃખ કાયમનું ટળવાનું નથી. એને માટે તો આપણે અંત્યજનો સવાલ જુદાં જુદાં દ્દષ્ટિબિંદુથી તપાસવો જોઇએ. ખાસ કરીને જે વર્ગ અસ્પૃશ્યતાનો હિમાયતી છે તેની દલીલો તપાસવી જોઇએ, અને તેને સમજાવવો જોઇએ.

સેંકડે નેવું ટકા માણુસો અશિક્ષિત છે. આજ સુધી

લગભગ બાકીના દસ ટકામાં જ આપણે કરી છે. અભણ પ્ર... ...ન તરફ આપણે ઘણું જ ઓછું ધ્યાન આપ્યું છે. આપણા આદર્શો, આપણી અભિરૂચિ, આપણી ટેવો, આપણો પહેરવેશ, બધું જ તેમનાથી જુદું પડતું જાય છે. તેથી આજ સુધી આપણને ગામડાનાં અભણ માણુસોની શક્તિ વિષે શંકા રહ્યાં કરે છે, અને ગામડાંના માણસોનો વિશ્વાસ આપણે મેળવી શકતા નથી. હિંદુમાંથી અસ્પૃશ્યતાનો રિવાજ જો આપણે બંધ કરવો હોય તો તે આપણું ભણેલા જેટલા માણુસોનું કામ નથી, પણ વયોવૃદ્ધ પુરુષો, સ્ત્રીઓ, વેપારીઓ, મજુરો ને કારીગરોને ગળે એ વાત ઉતારવી જોઇએ. અસ્પૃશ્યતાનું નિવારણ એ સ્વરાજ્યની એક શરત છે, ગ ધું જ કહે એ વાત એમને ગળે ઉતરી શકે નહિ.

અસ્પૃશ્યતા એ જ અંત્યજોનું ખરેખરૂં દુઃખ છે. ખરૂં છે કે તેમના ઘરમાં ભૂખમરાએ ઘર કર્યું છે; ચાંચડ માંકડનું રાજ્ય હોય છે, રોગનું થાણું હોય છે. બૈરાંછોકરાં મુશ્કેલીએ લાજ ઢાંકી શકે છે. ઉંચી હિંદુ કોમનાં એઠાં પત્રાવળાં એમને ચાટવાં પડે છે. એમનાં ઉતરેલાં કપડાં પહેરવાં પડે છે, કલાકોના કલાક સુધી કુવા ઉપર વાટ જોયા પછી હવાડાનું ગંધાતું પાણી પીવાને મળે છે. રેલ્વેમાં ઉંચ કોમના લોકો હાડછેડ કરે છે. પરંતુ કદાચ આ બધી સગવડો એમને મળે તોપણ એમનું ખરૂં દુઃખ ટળવાનું નથી. એમનામાંથી માણુસાઇ જતી રહેવાનો વખત આવતો જાય છે તે આ ઉપરનાં નાનાં નાનાં દુઃખોને લીધે નહિ, પણ અસ્પૃશ્યતાને લીધે. જો અસ્પૃશ્યતા ન હોય તો આજે જેમ સભાઓમાં આપણે બધી

કોમો એકઠી થતી જોઇએ છીએ, દરેકના જ્ઞાનનો લાભ બીજી કોમોને મળતો જોઇએ છીએ, તેમ અંત્યજોના બાળકોનો લાભ પણ આપણને મળી શકત. બધી કોમોને પોતપોતાના આગેવાનો છે. અંત્યજોમાં કોઇ ઇન્દુલાલભાઇ નથી, કોઇ વલ્લભભાઇ નથી? કેમ આપણી બજારોમાં આપણી હારોહાર અંત્યજોની દુકાનો દેખાતી નથી? અંબાલાલ સારાભાઇ જેવા કોઇ અંત્યજ મીલમાલેક સાંભળ્યા છે? આપણે ત્યાં કોઇ દરદીને જોવા કોઇ ઢેડ ડૉક્ટર આપણાં ઘરોમાં આવેલો કોઇએ સાભળ્યો છે? અને આ બધું ન સાંભળ્યું કે ન જોયું હોય તો એનું કારણ શું? આ બધી મહત્તા પ્રાપ્ત કરવાની શક્તિ એમનામાં નથી? જરૂર છે, પરંતુ કોઇ પણ રીતે એમને આપણે આપણી સાથે ભળવા જ દીધા નથી. આપણા ઉત્સવોમાં એ આવી ન શકે. આપણા લગ્ન વગેરે સંસ્કારો એ જોઇ ન શકે. આપણી દેવપૂજાનો એને ઝાંખો ખ્યાલ પણ ન મળી શકે. આપણાં મંદિરોમાં એ દર્શન ન કરી શકે. આપણાં છોકરાંની જોડે એમનાં છોકરાં વાતો સંબંધી ન કરી શકે. આપણી સુઘડતા પણ એ ન જોઇ શકે. એવી સ્થિતિમાં એમનામાં ઉચ્ચ ગુણો ક્યાંથી ઉદય પામે? આપણે ગંભીરતાથી કબૂલ કરીએ છીએ કે માણસની ઉન્નતિ સત્સંગથી થાય છે. પારસમણિને લીધે લોઢાનું પણ સોનું બને છે. સદુપદેશથી નરાધમો મહર્ષિ બને છે. તો એવા સત્સંગ અને સદુપદેશની અંત્યજોને માટે સગવડ ન કરવી, ને તેમની સ્થિતિ માટે તેઓ પોતે જવાબદાર છે, એમ કહેવું એ તો કોઇના પગમાં દોઢ મણની બેડી પહેરાવ્યા પછી કહેવું કે એ "ચાલી શકતો નથી, એમાં વાંક એનો જ છે, આપણે શું કરીએ?" તેના જેવું છે.

અસ્પૃશ્યતાની રૂઢિ હિંદુધર્મમાં કેમ ઉત્પન્ન થઇ એ સમજવું મુશ્કેલ છે. છતાં એને વિષે જુદા જુદા પક્ષો તરફથી જે અનુમાનો થાય છે તે હવે તપાસીએ. એક પક્ષનું એમ માનવું છે કે અંત્યજો અનાર્ય છે. આર્યો જ્યારે હિન્દુસ્તાનમાં ઉતર્યા ત્યારે તેમની સામે લડતાં લડતાં હારેલા પણ જીવતા રહેલા આ લોકો છે. આર્ય લોકોને પણ પોતાની સેવાને સારૂ અનાર્યોની મદદની જરૂર તો હતી જ, તેથી એમને 'રેડ ઇન્ડિઅનો'ની પેઠે મારી ન નાંખતાં એમના જેટલા માણસો પોતાની સંસ્કૃતિ કબુલ કરીને રહ્યા તેમને તેમણે શૂદ્ર વર્ગમાં ભેળવી લીધા. એવી રીતે ન ભળતાં જે પોતાના શૌર્યને લીધે અથવા ભયને લીધે આર્ય લોકોથી દૂર રહ્યા તે

લોકો આ અંત્યજો છે. જે વખતે પંડમાં પરાક્રમ ઉછળતું હોય, એક ઉપર એક દિગ્વજયો થતા હોય, તે વખતે પોતાની સામે લડવાને ઉભી થયેલી અને કમનસીબે હારેલી જ્ઞાતિ વિષે અણગમો ઉત્પન્ન થાય તો તે ક્ષંતવ્ય માનીને ચલાવી લેવાય, જો કે ખરી રીતે તો હુમલો ... બધી રીતે દોષિત હોય છે. પણ જે વખતે પરસત્તાની આગ બધાને સરખી જ રીતે બાળતી હોય, તે વખતે હજારો વરસ પછી પણ આર્યત્વ ને અનાર્યત્વનો અહંભાવ આપણે ભૂલી ન શકીએ તો આપણે મંદબુદ્ધિ કહેવાઈએ, અને હજી પણ જાલિમના ચાબખા ખાવાને જ આપણે લાયક છીએ એટલું જ સાબિત થાય.

બીજું અનુમાન એવું છે કે અંત્યજો એ પ્રતિલોમ—સંકર—પ્રજા છે. સ્મૃતિઓમાં કેવી જાતના સંકરથી કઈ જાતની પ્રજા ઉત્પન્ન થઈ એના તસર કોઠા આપેલા છે. સંકરથી દૂર રહેવાને માટે આર્યોએ જેટલા પ્રયત્નો કર્યા છે તેટલા પ્રયત્ન દુનિયાની બીજી કોઈ પણ જાતિએ કર્યા હોય એમ ખાતું નથી. તેમાં આર્યોનું ખરૂં આર્યત્વ છે. જેને પોતાની જ્ઞાતિની ખબર પણ નહિ એવા સત્યકામ જાબાલિ જે ધર્મમાં મહર્ષિ થઈ શકે છે, જેમાં વિશ્વામિત્ર કુતરાનું માંસ ખાતાં છતાં એક જ જન્મમાં ક્ષત્રિયના બ્રાહ્મણ થઈ શકે છે, તે ધર્મમાં સંકરયોનિઓને પણ અનંતકાળ સુધી અસ્પૃશ્યતામાં જ ડામી દેવાનો રિવાજ હશે એવું મન માની શકતું નથી. અંત્યજોની ઉત્પત્તિનું ત્રીજું કારણ બ્રાહ્મણ વગેરેની કર્મભ્રષ્ટતા બતાવવામાં આવે છે. જેમ શાસ્ત્રગ્રંથોમાં ચાંડાળોને પતિતયોનિ માન્યા છે તેમ કર્મચાંડાળોને પણ માન્યા છે. સવાલ એ ઉત્પન્ન થાય છે કે વ્યભિચારથી અથવા કર્મભ્રષ્ટતાથી જો પતિત થવાતું હોય તો એવી કર્મભ્રષ્ટતા ને ધર્મચ્યુતિનો જમાનો શું આપણા તેજસ્વી પુરૂષોની વખતે એક જ વાર આવી ગયો. અને ત્યાર પછી આખું હિંદુસ્તાન કેવળ શુદ્ધ થઈ ગયું? હવે કોઈ કર્મભ્રષ્ટ થતો જ નથી? કોઈ પાપાચરણ કરતું જ નથી? કરતું હોય અને શાસ્ત્ર પણ બરોબર પળાતું હોય તો હમણાંના સંકરયોનિઓના કોઠા ક્યાં છે?

જુની પદ્ધતિમાં કંઈ દોષ હોય તોપણ એ એકંદરે બહુ જ દુરંદેશીપણાથી નક્કી કરેલી પદ્ધતિ હતી એમાં કંઈ પણ શક નથી. જ્યારે સમાજમાં જીવન હોય છે, પરાક્રમ હોય છે, બુદ્ધિ હોય છે, તે વખતે નવી નવી સમાજરચનાઓ હમેશાં થયા કરે છે. જુની જ્ઞાતિઓ તુટી જાય છે, બીજી જ્ઞાતિઓમાં ભળે છે, નવી નાતો ઉત્પન્ન થાય છે, અને એવો અખંડ પ્રવાહ

ચાલ્યાં જ કરે છે. જે વખતે એ બધા ઉચ્ચ ગુણો ભૂંસાઈ જાય છે, તે વખતે કુંડલ જાય ને કાણું રહે એવું થાય છે. રિવાજોનું રહસ્ય વિસારે પડે છે, અને એનાં બાહ્ય સ્વરૂપોનાં મડદાં પૂજાય છે. આજે હિંદુધર્મની સ્થિતિ કોઇ તળાવને તેના પાણીની સ્વચ્છતાની સતત્ સંભાળ રાખવાની અશક્તિ અથવા આળસને લીધે હમેશને માટે સજડ ઢાંકી દીધું હોય તેવી છે. તેનું જૂનું પાણી ઘટતું જાય, મલીનતા ને સડો વધતો જાય, પણ તેમાં ન મળે નવો પ્રવાહ, ન ઉછળે નવું મોજું અને ન પેસી શકે સૂર્યનું કિરણ. ધર્મનો ત્રાતા આજે કોઇ રહ્યો નથી. પારકો રાજા તેમાં હાથ ન ઘાલવાની વાત કરીને પોતાના સુધારાનાં ઝેરી બીજ આપણામાં વાવતો જ જાય છે. ધર્મગુરુઓ માંહોમાંહે ઐહિક મિલકતની માલેકી માટે લઢી મરે છે, અને એ જ પારકા રાજ્યકર્તાને શરણે જાય છે. સામાન્ય પ્રજાનો વ્યવહાર ધર્મદૃષ્ટિથી આજે નથી ચાલતો, પણ પૈસાની ને ક્ષણિક સ્વાર્થની દૃષ્ટિથી ચાલે છે. ધર્માચરણ પોતાની ઉન્નતિને માટે છે, એ ખ્યાલ જતો રહ્યો છે; એનું આચરણ પણ ઘણુંખરૂં બંધ પડ્યું છે અને બધો ધર્મ માત્ર કહેવાતી શરીરશુદ્ધિમાં આવીને વસ્યો છે. દિવસમાં કેટલી વખત નહાવું, કેટલી વખત લુગડાં બદલવાં, એમાં જ ધર્મ સમાપ્ત થાય છે. શરીરને માટે ખાવું પીવું જરૂરનું છે, તેને વિષેનો વિચાર પણ યોગ્ય અંશે કરવાનો હોય, પણ આપણો વિચાર વસ્તુને બદલે છાયા તરફ જ દોડે છે. શરીરની દૃષ્ટિએ શું ખાવું ને કેટલું ખાવું એ વિચાર મહત્ત્વનો હોય, પણ તે આપણે ઝાઝો નથી કરતા. લાખો ન્યાતવરા થાય છે તે ધર્મને માટે અથવા શરીરપોષણને માટે એમ તો કોઇ ન જ કહી શકે. છતાં ખાવાનો ખોરાક કોણે રાંધ્યો, કોણ લાવ્યું, કોણે જોયો એ પ્રશ્નો આપણને વધારે મહત્ત્વના લાગે છે. દુનિયામાં પાપાચરણ ચાલે તેને માટે આપણે દિલગીરી બતાવીએ, પણ તેનું પ્રમાણ કંઇક પણ ઓછું થાય અને મર્યાદા જળવાય તેટલા ખાતર કોઇ પુનર્લગ્નની સૂચના કે હિમાયત કરે તો તેને આપણે દુશ્મન ગણીએ છીએ. જાતે ધર્મ પાળવા કરતાં બીજો માણસ ધર્મનાં બંધનો બરાબર પાળે છે કે નહિ એની ચોકી કરવાનું પોલીસનું કામ આપણે બહુ ઉમંગથી બજાવીએ છીએ. શાસ્ત્રી ને પંડિતો એ આપણા ધર્મના પોલીસ પ્રોસીક્યુટરો (Police Prosecutors) છે. ન્યાતના મુખીઓ ન્યાયાધીશનું કામ બજાવે છે. આ વર્ણન આકરૂં છે, છતાં તે કોઇનું દિલ દુઃખાવવાને માટે નથી કરતો. જે સમાજ લાચારીમાં આવી પડ્યો છે, દુર્દશામાં સપડાયો છે, તેને મ્હેણાં તો શું મારવાં ? છતાં ખરી સ્થિતિ ઢાંકીને એનો ઉપાય પણ કેમ થઇ શકે ? સામાન્ય જનસમાજ ધર્મનું

તત્ત્વ ને કર્મનો મર્મ બરાબર સમજે છે એવું નથી. તેઓ તો ધર્મોપદેશકોને શ્રદ્ધાપૂર્વક માન્યાં કરે છે, અને અંત્યજોની સેવા કરનારા માણસોને ખરો વિરોધ તો નથી ધર્મના શ્રદ્ધાળુ અનુયાયીઓ તરફથી કે નથી ધર્મનિષ્ઠાપૂર્વક આચાર પાળનાર તરફથી, કે નથી અજ્ઞ જનસમાજ તરફથી. તે તો ધર્મનો ઉપદેશ કરનારા અને એના ઉપર જ પોતાની આજીવિકાનો આધાર રાખનારા શાસ્ત્રી ને પંડિતો વગેરે વર્ગ તરફથી થાય છે. તેથી તેઓ અંત્યજસ્પર્શની વિરુદ્ધ લોકોનાં મનમાં જે દલીલો ઘુસાડે છે તેનો જ ઊંડો વિચાર કરવો જોઇએ.

પહેલી દલીલ એ છે કે અંત્યજો માંસાહાર કરે છે. તેમાં વળી સડેલું માંસ ખાય છે. દારૂમાં તેઓ રચ્યાપચ્યા રહે છે. એમના ધંધા પણ એટલા મેલા છે કે એમને અડવાથી આપણામાં રોગોનો પ્રવેશ થાય. આ દલીલમાં કેટલાક અંગ્રેજી ભણેલા ગણેલા પશ્ચિમના દેશોનો પણ આધાર આપે છે. પહેલી વાત એ છે કે પશ્ચિમના દેશોમાં એવા મેલા ધંધા કરવાનું કોઇ પણ નાતને ફરજીયાત રીતે સોંપાયલું નથી. અંત્યજો માંસાહાર કરે છે, તેથી જો એ અસ્પૃશ્ય હોય તો મુસલમાન, પારસી, અંગ્રેજો શું કરે છે? હિંદુઓમાંની પણ કેટલીયે નાતો માંસાહાર કરે છે. તે કેમ અસ્પૃશ્ય ગણાતી નથી? મુડદાલ માંસ ખાવું એ જ જો અસ્પૃશ્યતાનું કારણ હોય તો કેવળ ખાવાને માટે સેંકડો પશુઓનો જે વધ થાય છે તેનું કંઇ પાપ છે કે નહિ? મુડદાલ માંસ ખાઇને અંત્યજો પોતે માંદા પડે અને ગામમાં રોગ ફેલાવે, તેના કરતાં એ માંસની બીજી કોઇ ગોઠવણ કરવાનું ધર્મધુરંધરોના હાથમાં છે કે નહિ? અંત્યજોને શું હલાલ માંસ ભાવતું નથી? પરિસ્થિતિ એ છે કે અંત્યજો પોતાની ગરીબાઇને લીધે જેમ આપણું એઠું જુઠું ખાય છે, અને આપણાં ફાટ્યાંતુટ્યાં કપડાં પહેરે છે, તેમજ અનાજ કે હલાલ માંસના પૈસા ખર્ચવાની અશક્તિને લીધે જે મળે તે તેઓ આંખો મીંચીને ખાય છે. એમાં દોષ તેમનો નથી, પણ આપણો પોતાનો છે. આપણે તેમની પાસે પોતાની મરજી પ્રમાણે મજૂરી ખૂબ કરાવીએ છીએ છતાં તેઓના શરીરની પણ આપણે જોઇતી સંભાળ રાખતા નથી. આપણા ઘરના કુતરાની સગવડ આપણે એમના કરતાં વધારે સાચવીએ છીએ. દારૂ તેઓ કેમ પીએ છે, એ આપણે તપાસ્યું છે? તેનું મૂળ કારણ તપાસી તે દૂર કરવા પ્રયત્ન કર્યો છે? દારૂના ફાયદા ગેરફાયદા આપણામાંથી કોઇએ જઇને તેમને આજ સુધી ભાગ્યે જ સમજાવ્યા છે, અને હવે એ બદીએ એટલું ઊંડું ઘર કર્યું છે, કે તે કાઢવી લગભગ એમની શક્તિની

બહારની વાત છે. અંત્યજો મેલા ધંધા કરે છે, પણ તે જ ધંધા કરવાની તેમને હોંશ છે એવું જોવામાં આવ્યું નથી. લાચારીમાં આવી પડીને કેટલાયે ઢેડ મુંબઈમાં અત્યંત નીચ મનાએલું ભંગીનું કામ કરે છે, એ શું ખુશીથી હશે ? ધંધાને લીધે જ જો તેઓ અસ્પૃશ્ય મનાતા હોય તો તે ધંધા આપણે છોડાવવા જોઇએ. એમ કરવું એ અસ્પૃશ્યતાના હિમાયતીને પાલવે ખરૂં ? તેને પૂછતાં એ તરત જ દલીલ કરશે કે પ્રભુએ દરેક જ્ઞાતિને એનું કામ નક્કી કરી આપેલું છે, તે તેમણે કરવું જ જોઇએ. તેમાં અમારો જુલમ શો ? દીવા તળે હમેશાં અંધારૂં હોય છે, તેમ આવી દલીલ કરનારા પોતે કેટલું સ્વકર્મ આચરે છે ? કેટલા બ્રાહ્મણો કેવળ નિઃસ્પૃહ રહીને કાલે શું ખાવું એની પણ ચિંતા ન કરતાં પોતાનું ષટ્કર્મ શ્રદ્ધાથી આચરે છે ? ક્ષત્રિયોનો ધર્મ હિંદુસ્તાનમાં કેટલો રહ્યો છે તેની વાત કરવા જઈએ તો ગમે તેવા માણસની આંખમાંથી લોહીનાં આંસુ પડે. વૈશ્યો કૃષિ ગોરક્ષ્ય ઓળખતા જ નથી. વેપારના બાબતમાં તો અંગ્રેજ વેપારીઓની થાળીમાંથી નીચે પડેલું એઠું જુઠું ખાઇને પુષ્ટ થયેલા બિલાડાં કરતાં તેઓ વધારે સારી સ્થિતિના છે, એમ તેઓ પોતે પણ કહી શકશે નહિ. ખરી રીતે આ બધા ત્રૈવર્ણિકો આજે અંગ્રેજના દાસ્ય સિવાય બીજો કોઇ પણ ધંધો કરતા જ નથી. તે જ લોકો જ્યારે અંત્યજનો સવાલ આવે છે ત્યારે 'स्वे स्वे कर्मण्यभिरतः संसद्धिं लभते नरः'નો ઉપદેશ કરવા માંડે છે તે જોઇને ત્રાહિત માણસને તો હસવું જ આવે. આવા લોકો ગમે તેટલા શાસ્ત્રાધાર ભલે બતાવે, એ ધર્મશાસ્ત્ર નથી પણ મતલબશાસ્ત્ર છે; જુલમશાસ્ત્ર છે. શાસ્ત્રમાંથી પોતાને ફાવતાં વચન શોધી કાઢવાં એનું નામ શું ? એનો અર્થ એટલો જ થાય છે કે જ્યાં સુધી અમારામાં બળ છે, સત્તા છે, ત્યાં સુધી અમે કોઇ પણ રીતે અંત્યજોને માથું ઉચકવા નહિ દઇએ.

આવા જુલમથી કેવળ દીન બનેલો અંત્યજ વર્ગ પરધર્મનો આશરો લે છે. આજ સુધી હજારો માણસો—આખાં ગામનાં ગામ—ખ્રિસ્તી બન્યાં છે. આગાખાનીઓ પણ હમણાં હમણાંના ખૂબ મચ્યા છે. તેમનું કામ વધતું જાય ત્યારે આ બધા હિંદુધર્મના સ્તંભો તેમના ઉપર ચીડાય છે, એ શું યોગ્ય છે ? પરધર્મીઓ દુષ્કાળને વખતે અંત્યજોને ખાવાનું આપે છે, કપડાં પૂરાં પાડે છે, માંદા હોય ત્યારે સારી રીતે તપાસીને તેમને દવા આપે છે, અને તે પણ લગભગ મફત ને એટલી તો કુશળતાથી ને લાગણીથી કે દરદીને હૃદય હોય તો એ વૈદરાજને વશ થયા વિના રહે જ નહિ. શરીરના રક્ષણ ને પોષણ ઉપરાંત તેઓ તેમને ખ્રિસ્તી ધર્મના ઉપદેશ સંભળાવીને

એના નાસીપાસ થયેલા મનને શાંતિ આપે છે, ને આશા આપે છે કે એને માટે પણ ઉન્નતિનો માર્ગ ખુલ્લો છે. આજે એ ગમે તેવી કફોડી સ્થિતિમાં આવી પડયો હોય તોપણ ખ્રિસ્તનું શરણુ લેવાથી એને સારા દિવસ જોવાના મળશે અને આખરે પરમેશ્વરના દરબારમાં બધાની સાથે સમાનતાથી એ રહી શકશે. એ પરધર્મી એનાં બાળકોને શિક્ષણ આપે છે, એના ધંધાની શરૂઆતમાં એને આર્થિક સહાય આપે છે. આટલા બધા લાભ કે લાલચ જો અંત્યજ છોડે તો લોકો એને મૂર્ખ નહિ ગણી કાઢે ? આપણે આમાંથી કેટલી વસ્તુઓ કરી છે ? ઉલટું આપણે એમને એ પણ બતાવ્યું છે કે અંત્યજના સ્પર્શથી અમે અભડાઈએ છીએ તે અમારો દોષ મુસલમાનને અડવાથી દૂર થાય છે ! મુસલમાન કે જે આપણાં શાસ્ત્રો લખાયાં તે વખતે તો પારકો હતો, જે મ્લેચ્છ ગણાતો, જેની ભાષા બોલવી એ પણ મોટો દોષ મનાતો, તે જ મુસલમાનને અડવાથી અંત્યજસ્પર્શનો દોષ ટળે એ કયી સ્મૃતિ, કયું શાસ્ત્ર ને કયો ન્યાય ? એ ન્યાય 'નાવિષ્ણુઃ પૃથ્વીપતિ' નો છે. જે આપણને લૂંટે, જે આપણા ઉપર રાજ્ય ચલાવે, તેનો ડંડો જોઈને આપણાં બધાં શાસ્ત્રો તરત જ પોતાના મંત્રો ઉલટી રીતે બોલવા માંડે છે. રાજ્યકર્તાકોમનો સ્પર્શદોષ હોઈ જ કેમ શકે ? આવા મનથી ઘડેલા રિવાજો જેમણે પોતે જ શીખવ્યા તેઓ કયું મોઢું લઈને હવે આગાખાનીઓને દોષ દઈ શકે ? પોતે પોતાના ધર્મબંધુઓને સુધારીએ નહિ, યોગ્ય મદદ કરીએ નહિ, અને બીજા ત્યાં ફાવે તો એને દોષ દઈએ એવી સ્થિતિ છે. આ પ્રશ્નનો હાલનો વિરોધ તો કેવળ સ્વાર્થમૂલક છે.

આવો વિરોધ કરનારા માણસો કોઈ પણ બુદ્ધિગમ્ય દલીલમાં પહોંચી શકતા નથી તે વખતે એક જુદી જ યુક્તિ રચે છે. તેઓ કહે છે કે શું કરીએ ? અસ્પૃશ્યતા મીલોમાં, આગગાડીમાં, કયાં પળાય છે ? પણ જુઓને, એમનામાં જ અસ્પૃશ્યતા છે. જેમ જેમ તેઓ સુધરશે, વ્યસનો છોડશે, ધીમે ધીમે લાયક થશે, તેમ તેમ અમે એમને પાસે લઈશું. આજે તો એવી સ્થિતિ નથી. તેમનામાં જે અસ્પૃશ્યતા છે, તે તેઓ પહેલી દૂર કરે, એટલે પછી અમે વધારે વિચાર કરીશું. લાયક થવાની આ ભાષા હાથીના જેવા ચાવવાના ને બતાવવાના દાંત જુદા જુદા હોય છે તેવી છે એ આપણે હવે જાણીએ છીએ. તેઓ પોતાની દુર્દશા જાતે જ સુધારે એમ કહેવું તે તેમને એ દુર્દશાએ પહોંચાડવા માટે જેઓ જવાબદાર છે તેમને શોભે છે કે નહિ એ એમણે પોતે વિચારવાનું છે. એટલું તો સ્પષ્ટ છે કે ધર્મની આગેવાની

ત્રૈવર્ણિકો આ દલીલ કરતાંની સાથે જ ગુમાવે છે. પછી તો અંત્યજોની હીલચાલને કેવું વલણ આપવું એની ચાવી અંત્યજોના પોતાના હાથમાં અને તેમને દોરનાર કે ભમાવનાર માણસોના હાથમાં ચાલી જાય છે. ટુંકામાં હિંદુસ્તાનની ઉપર કેવી જાતના હુમલાઓ કરવા તે આપણે પારકાના હાથમાં સોંપી દઇએ છીએ. તેથી અગવડો ઉભી થશે, અંધાધુધી ફેલાશે, જુલમ વધશે, તો એની જવાબદારી આ ઉંચી કોમોને માથે આવી પડશે. અંત્યજસ્પર્શનો ખોટો વિરોધ કરીને ધૂર્ત ને અજ્ઞાની માણસોના હાથમાં હિંદુસમાજની ભવિષ્યની લગામ સોંપનારા જક્કી આગેવાનોની પાછળ જે લોકો ચાલશે તેઓ ગુલામગિરીની વધારે ને વધારે ઉંડી ખાણમાં ઉતરતા જશે. સનાતન ધર્મ કંઇ આવા આગેવાનોના હાથમાં ઉછરેલો નથી. તેનો ઇતિહાસ અંત્યજો ઉપરના આવા અત્યાચાર સાંખનારો નથી. ગમે તેવા માણસને પોતાની ઉદારતાથી ને પ્રેમથી પોતાના આદર્શોની થોડીઘણી આપલે ને છુટછાટ કરીને પણ વશ કરી પોતાનામાં એ સમાવી લેનારો છે.

પુરાતન કાળમાં આર્ય જાતિના સમુદ્રમાં કેટલાય અનાર્યો સમાઇ ગયા છે. હિંદુ ધર્મના જાતિભેદ ને કર્મકાંડ ઉપર જ કુહાડો મારનારા બુદ્ધદેવને આપણે હિંદુધર્મના એક અવતાર માનીએ છીએ. તેમના ધર્મમાં જાતિભેદને કે ઉચ્ચનીચતાને સ્થાન જ ન હતું. એમના પછી શ્રીમદ્ શંકરાચાર્યે ધર્મવિજય કર્યો તે વખતે કેટલાય બૌદ્ધોને તેમજ જૈનોને એમણે હિંદુ ધર્મની દીક્ષા આપી હતી, અને અનાર્ય જાતિઓને પણ પાવન કરી લીધી હતી. શ્રીમદ્ રામાનુજાચાર્યે તીરૂવલ્લીમાં ચાંડાલ સ્ત્રીની મૂર્તિ સ્થાપન કરી છે. બધી નાતના ભાવિક ભકતો આજે પણ તેની પૂજા કરે છે. યાદવગિરિના દેવાલયમાં ઢેડ, ચમાર, વિગેરે બધા આવે એવી યોજના એમણે કરેલી. હાલમાં તો ઉત્સવના ત્રણ દિવસો પૂરતી જ તે પળાય છે. ધર્મપ્રચારના કામમાં રામાનુજાચાર્યજીને મેલકોટ પ્રાંતના અંત્યજોએ ખૂબ મદદ કરી હતી, તેથી પ્રસન્ન થઇ તેમણે એ જાતિને તીરૂક્લુલતાર એટલે શ્રેષ્ઠજાતિના લોક એવું નામ આપ્યું હતું. બંગાળમાં ચૈતન્યદેવના પ્રભાવથી જગન્નાથજીમાં આજે પણ આભડછેટ પાપરૂપ ગણાય છે. આગળ જતાં ધર્મનું બળ જેમ જેમ આપણામાંથી કમી થતું ગયું, રાજ્યદ્વારી હુમલાઓને લીધે પરાક્રમ ને તેજ ઘટતું ગયું, ગુલામીમાં વધારે ને વધારે આપણે સબડતા ગયા, તેમ તેમ આ ગુલામીના વૃક્ષનાં ગુલામી શાસ્ત્રોને રૂઢિઓ ઉંડાં મૂળ નાખતાં ગયાં.

પરંતુ એ રૂઢિઓ પણ આપણે માનેલાં શાસ્ત્રો પ્રમાણે આપણે પાળીએ છીએ ખરા? અંત્ય અથવા અંત્યજ શબ્દ મનુ, યાજ્ઞવલ્કય, પરાશર વગેરે

સ્મૃતિઓમાં આવેલો છે ત્યાં એના અર્થનો ઢંગધડો રહ્યો નથી. કોઈ ઠેકાણે એનો અર્થ ચાંડાલ કર્યો છે, કોઈ ઠેકાણે માત્ર શૂદ્ર કર્યો છે.

चाण्डालः श्वपचः क्षत्ता सूतो वैदेहकस्तथा ।
मागधायोगवाश्चैव सर्वे अन्त्यावसायिनः ॥

આ શ્લોક ઘણીવાર ટાંકવામાં આવે છે. તે બધાં પ્રતિલોમસંકરનાં નામ છે. તેમાં ચાંડાલની આભડછેટ આપણે પાળીએ છીએ. શ્વપચ એ કોણ તે સમજવું મુશ્કેલ છે ગુજરાતમાં તો કુતરાંનું માંસ રાંધીને ખાનાર કોઈ સાંભળ્યો નથી. પણ અંત્યજોની અંદર આ બે સિવાય બીજાં પાંચ નામો છે, તેમાંથી આપણે કોઇની આભડછેડ માનતા નથી. મનુ પછીની સ્મૃતિઓમાં પણ સાત પ્રકારના લોકોને અંત્યજ ગણેલા છે.

रजकश्चर्मकारश्च नटो बुरुड एव च ।
कैवर्तमेदभिल्लाश्च सप्तैते अंत्यजाः स्मृताः ॥

આ શ્લોક જુદી જુદી ઘણી સ્મૃતિઓમાં આવેલો છે, તેથી તે પાછળથી ઘુસાડેલો છે એવું કોઇ કહે તો એ આપણે માટે ઇષ્ટાપત્તિ છે. એનો અર્થ એમ થાય કે આ શ્લોક સ્મૃતિઓમાં ઘુસ્યો તે વખત સુધી रजक એટલે ધોબી, चर्मकार એટલે મોચી અથવા ચમાર, बुरुड એટલે ટોપલા ભરનાર, कैवर्त એટલે મચ્છીમાર અથવા ખારવો, मेद (?) भील ને नट એ સાત જ્ઞાતિઓને અસ્પૃશ્ય માનવામાં આવતી. આ સાત નાતોમાંથી આજે આપણે કેટલી નાતોને અસ્પૃશ્ય માનીએ છીએ? ચમાર ને મેદ (જો એનો અર્થ ભંગી થતો હોય તો) આ બેની જ માત્ર આભડછેટ આપણે માનીએ છીએ. અસ્પૃશ્યતાવિષયક આવાં સ્મૃતિવચનો પણ જો આપણે બરાબર જ પાળતા હોઈએ તો આજે ગુજરાતના કેટલા પ્રતિષ્ઠિત માણસો અસ્પૃશ્ય ગણાવા જોઈએ? ભીલોની સાથે આપણો રોજનો વ્યવહાર છે. આપણે તેમને રોજ અડીએ છીએ. મતલબ કે અસ્પૃશ્યતા કાયમ કરવા માટે અથવા કાઢી નાંખવા માટે જો સ્મૃતિઓ જ શોધવા માંડીએ તો વધારે ગુંચવણમાં પડીએ છીએ. વળી શાસ્ત્રવચનનો શબ્દાર્થ આપણે ખરેખર પાળીએ છીએ એમ પણ કેમ કહી શકાય? એનો ધર્માચાર જ પાળવો હોય તેમને માટે ફરજ અગ્નિકાષ્ઠ ભક્ષણ કરવાની, મ્લેચ્છ રાજ્યને નષ્ટ કરવાની, અથવા તો મ્લેચ્છ રાજ્યમાંથી ભાગી જવાની થઈ પડે, અને ન થઇ શકતું હોય તો દેશકાળ ઓળખીને તે પ્રમાણે આચારધર્મમાં તેમણે ઘટતો ફેરફાર કરવો જોઇએ. તે પ્રમાણે

ફેરફાર થતો પણ આવ્યો છે. જુદા જુદા જમાનાની સ્મૃતિઓ જુદી જુદી રચાય છે. યાજ્ઞવલ્ક્ય સ્મૃતિમાં પોતાના પહેલાંના અઢાર ધર્મશાસ્ત્રી-પ્રયોજકોનો ઉલ્લેખ કરેલો છે. આજે સમાજની અંદર ધર્મમાં તેમજ દરેક વિષયમાં એટલી અંધાધુંધી, એટલો અનાચાર, એટલી અનીતિ, વધી પડેલાં છે કે આજે દુનિયા નવો સ્મૃતિકાર, નવો ધર્મપ્રવર્તક માગે છે. આ સ્મૃતિકાર કોણ થશે તે તો આપણે શું કહી શકીએ ? પણ આપણે એટલો ખ્યાલ કરીએ કે આજના ભટ્ટશાસ્ત્રીઓના વર્ગમાંથી કોઈ આ અધિકાર મેળવશે કે સ્વામી વિવેકાનંદ, રામતીર્થ, દયાનંદ, કેશવચંદ્ર, સ્વામિનારાયણ, માલવીય, શ્રદ્ધાનંદજી, ટિળક, ગાંધી, આનંદશંકર એમાંના કોઈ મેળવશે ? આ પાછળના પુરુષોએ કદાચ ધર્મસિન્ધુ અને નિર્ણય સિન્ધુનાં પાનાં નહિ ફેંદ્યાં હોય, પણ હિંદુધર્મનો રહસ્યમય અભ્યાસ હાલના શાસ્ત્રી પંડિતો કરતાં આ લોકોએ ઓછો કર્યો છે એમ કહેવાની હિંમત તો કોઈ જ કરી શકે એમ નથી. ધર્મપ્રવર્તક અથવાધર્મપ્રચારકનો મુખ્ય ગુણ છે તેજસ્વિતા એટલે ઉગ્ર તપશ્ચર્યા, અત્યંત શુદ્ધ ચારિત્રઅને દુનીયા માટે ખપી જવાની તૈયારી. આજના જમાનામાં જેણે સનાતન ધર્મના ગ્રંથોનો અભ્યાસ સૂક્ષ્મ બુદ્ધિથી અને શ્રદ્ધાયુક્ત અંતઃકરણથી કર્યો હોય, હિંદુસમાજના હૃદયને ઓળખ્યું હોય. દુનિયાની બીજી પ્રજાના ધર્મ તથા ઇતિહાસોને જાણ્યા હોય, જે નિર્વૈર વૃત્તિથી જગતના શાશ્વત કલ્યાણને માટે મરી ફીટવા તૈયાર હોય, એવો કોઈ મહાપુરુષ જ્યારે નવો ધર્મ પ્રવર્તાવશે અથવા જુનામાં નવો પ્રાણ રેડશે, ત્યારે સમાજમાં સુવ્યવસ્થા આવશે ને કાળી રાત્રિ પછી જેમ સૂરજ ઉગે અને આખું જગત તેની આગળ આદરયુક્ત કુતૂહલથી ઝૂકી પડે, તેમ અનેક મતભેદોને ભૂલી એવા મહાપુરૂષ પાછળ સમસ્ત સમાજ ચાલશે અને બધે સુવ્યવસ્થા થશે.

ધર્મને વિષે આટલો લંબાણથી વિચાર કર્યા પછી સાધારણ બુદ્ધિને અસ્પૃશ્યતાની બાબતમાં શું વિચારો સુઝે છે તે જોઇએ. સમાજનો કોઈ પણ ભાગ સડે તો આખું શરીર એનાથી પીડાયા વિના રહેતું જ નથી. બીજાને ગુલામ રાખનાર એ ગુલામી કાયમ રાખવા માટે પોતે ગુલામી સ્વીકારે છે. સમાજમાં અસ્પૃશ્ય વર્ગને કાયમનો હલકો ગણવાથી આખા સમાજને નુકસાન થાય છે. ઉંચ ગણાતા વર્ગની ઉચ્ચતા યાવચ્ચંદ્રદિવાકરૌ કાયમ જ રહેવાની હોવાથી ખરા ઉચ્ચ ગુણોને કેળવવાની એને જરૂર જ પડતી નથી. એનામાં મગરૂરી અને એદીપણું વધે છે. બીજી બાજુથી અંત્યજો

હમેશાં નીચા જ રહેવાના હોવાથી તેઓ ઉચ્ચ ગુણો કેળવે, વિદ્યાસંપન્ન થાય, પરાક્રમી બને, તોપણ સમાજમાં પોતાને યોગ્ય સ્થાન મળવાનું જ નથી, એ નિરાશાથી તેઓ કેવળ ગુલામ બને છે. જ્યાં જમીનનો વેંત જેટલો કકડો પણ પોતાનો ન હોય, જ્યાં ભિક્ષાવૃત્તિ ઉપર ગુજરાનનો આધાર હોય, જ્યાં કોઇ પણ વસ્તુ ઉદ્યોગથી નહિ પણ કરગરીને મેળવવાની હોય, ત્યાં જરાક જેટલું મળે એટલે માણસો હર્ષઘેલાં થાય છે. હમેશાં ગાળો ખાવાની ટેવ પડી જવાથી પ્રેમથી કહેલાં સત્ય ઉપદેશનાં વાક્યો અસર કરી શકતાં નથી, એટલું જ નહિ પણ મોટામાં મોટા ઉપકારકર્તાને માટે પણ આભારની લાગણી ઉત્પન્ન થતી નથી, કેમકે તે ઓળખવા જેટલી પણ માણસાઇ એનામાં રહેતી નથી. આસપાસ દુર્ગંધ, અપવિત્રતા અને હલકાઇનો જ દેખાવ દેખાતો હોવાથી આખું જીવન કેવળ શીંગડાં પૂછડાં વિનાના પશુની પેઠે વ્યતીત થાય છે. આટલો જબરદસ્ત પત્થર ગળે બાંધી રાખીને દેશ કેવી રીતે પરવશતાના સમુદ્ર તરી જવાનો ? આટલા મોટા ભાગની કંગાલિયત એ દેશની જ કંગાલિયત છે. તેમની નિર્બળતા અને કૃતઘ્નતા એ દેશની નિર્બળતા ને કૃતઘ્નતા વધારે છે. તેમના દુર્ગુણો દેશને નડયા વિના રહેવાના નથી, માટે અંત્યજ પ્રશ્નની ઉપેક્ષા કરવી એ મોતને બોલાવવા બરાબર છે. જન્મતઃ આપણી અને અંત્યજોની શક્તિમાં બહુ ભેદ હોય એમ કંઇ જ જણાતું નથી. માત્ર ખોટી માન્યતાના ફેલાવાથી અને અણઘટતા આચરણથી આવો ભયંકર ફરક ઉચ ને નીચ મનાતી કોમમાં પડી જાય છે. શુદ્ધ વિચાર-પદ્ધતિને કૃત્રિમ વલણ મળે છે. અને એકંદર मनस्यन्यद्वचस्यन्यद् कर्मण्यन्यत् સમગ્ર રાષ્ટ્રજીવન દંભી બને છે. અસ્પૃશ્ય લોકોની દુર્દશાનું વર્ણન કેટલાક જુના લોકોને કેવળ અતિશયોક્તિ ભરેલું લાગે છે. તેઓ કહે છે કે અંત્યજોના પોતાના મનમાં તો એવો કાંઇ અસંતોષ હોતો જ નથી. પણ એવો અસંતોષ નથી તેનું કારણ શું ? નરકના કીડા લાંબી ટેવને લીધે નરકમાં જ મજા માણવા લાગે છે, એ વાત ખોટી નથી. બહિષ્કૃત લોકોના મોટા ભાગમાંથી ટેવને લીધે બધી મહત્ત્વાકાંક્ષા જ મરણ પામી છે. કોઈ કડકો રોટલો આપે તેની આગળ મ્હોં ફાડીને ઉભા રહેવાની ટેવ પડી ગઈ હોય છે. પણ જરાક ભણ્યાગણ્યાથી, જરાક દુનિયા જોવાથી, જાગૃત થતી બુદ્ધિ એની વેરવૃત્તિને જગાડે છે, ત્યારે પાછળનું બધું વેર વાળવા એ ચુકતો નથી. મદ્રાસ તરફના અંત્યજોના કેટલાંક વરસથી ચાલતા આવેલા વલણથી આ સ્પષ્ટ થાય છે. અસ્પૃશ્યતાની હીલચાલને રાજ્યદ્વારી હીલચાલમાં સ્થાન મળ્યું તે કેવળ આગેવાનોની ઉદારતાથી જ નથી, અંત્યજોની પોતાની

ફીલચાલનો હિસ્સો પણ તેમાં છે. સમાજસુધારાની અંદર બીલકુલ ભાગ ન લેનારા સ્વર્ગસ્થ લોકમાન્યે અસ્પૃશ્યતાની વિરુદ્ધ જેટલાં આકરાં વચનો કાઢયાં છે તેટલાં બીજા કોઇ આગેવાને નથી કાઢયાં. કલકત્તા કોંગ્રેસમાં અંત્યજોને માટે પહેલવહેલો ઠરાવ પસાર કરનાર બધા માણસો કંઇ સુધારાવાળા નહોતા, પણ સમજુ માણસને માટે દેશની સ્થિતિ તરફ આંખ મીંચામણાં કરી શકાય એવું રહ્યું જ નહોતું.

અસ્પૃશ્યતાના નિવારણનું પગલું જેમને બહુ આકરૂં લાગતું હોય તેવા સનાતનધર્મીઓએ પણ આજ સુધી અંત્યજોની પ્રત્યે બતાવેલી બેદરકારીનું પ્રાયશ્ચિત્ત કરવું જ જોઇએ. તેમનામાં ઘણા સાધનસંપન્ન માણસો છે. તેમના ધર્માચાર્યોના ખજાના અનેક પ્રચંડ સંસ્થાઓ ચલાવી શકે એટલા સમૃદ્ધ છે. તેમને આ દિશાની સૂઝ પડે તો તેઓ રાજારજવાડાઓમાં અને ધનિકોમાં સંચાર કરવાને બદલે અંત્યજોના મહોલ્લામાં ધર્મોપદેશ કરવા જઇ શકે. ધનિકોના કરતાં, સુશિક્ષિત અને ભણેલાઓ કરતાં, ધર્મની જરૂર આજે અંત્યજોને હજારગણી વધારે છે. આપણા વ્યાસજીઓ અને ભજનિકો નરસિંહ મહેતાનું અનુકરણ કરીને અંત્યજને આંગણે જઈ તેમને તામસ પૂજામાંથી છોડાવી શકે. અનેક પૈસાદાર વાણીઆઓ આજ સુધીનાં અન્યાયી આચરણનો કંઇક બદલો વાળવા માટે એમને સ્વચ્છ ખુલ્લી જગામાં રહેવાનાં સારાં ઝુંપડાં બાંધી આપી શકે, ને તેમને માટે સસ્તી અનાજ ને કપડાંની દુકાનો કાઢી શકે. ડૉકટરો એમને માટે મફત દવાખાનાં ખોલી શકે. સુશિક્ષિત લોકો વર્તમાનપત્રો, વ્યાખ્યાનો તથા મૅજીક લૅન્ટર્નની સહાયથી દુનિયાના જુદા જુદા દેશોની પ્રજાઓ કેવી રીતે સુધરી, કેવી રીતે એમણે પોતાની ગરીબાઇને દૂર કરી, તે સમજાવી શકે. હિન્દુસ્તાનમાં અને તેમાં પણ ખાસ કરીને અંત્યજોમા થઇ ગયેલા સંતોનાં પાવન ચરિત્રો એમને સંભળાવે. જુદા જુદા રોગો કેમ ઉત્પન્ન થાય છે તે એમને બતાવે, અને સાવચેતીના ઉપાયો સૂચવે. આ બધું કામ કર્યા પછી જેઓ કેવળ શાસ્ત્રનાં ફરમાન પાળવા માગતા હોય તેમણે પોતાની શરીરશુદ્ધિને માટે ખુશીથી નહાઈ લેવું. એમ કરે ત્યારે જ સમજી સકાય કે તેમનામાં અંત્યજો વિષે પ્રેમભાવ છે, બંધુભાવ છે, દયાવૃત્તિ છે, અને કોઇ પણ માનને ખાતર તેઓ શાસ્ત્રની વિરુદ્ધ જવાને તૈયાર નથી. બાકી જ્યારે લોકમતનું જોર વધે ત્યારે 'અંત્યજોને સુખસગવડનાં સાધન કરી આપવાની વિરુદ્ધ અમે કયાં છીએ?' એમ કહેવું એ તો પોતાની હલકી વૃત્તિ છુપાવવાનો એક સભ્ય રસ્તો છે. એનાથી આ જમાનામાં કોઇ છેતરાય એમ નથી. એમને પૂરતું મહેનતાણું આપવું, એટું જાડું

ન આપવું; ગાળાગાળ ન કરવી એવું તો દરેક જણ કરી શકે. જેઓ સાચા અસહકારી છે તેમના ઉપર આના કરતાં વધારે મોટો બોજો છે. તેમણે અંત્યજ બાળકોને પ્રેમથી કેળવવાં જોઇએ. પોતાના સહવાસથી તેમને ગુણગ્રાહી બનાવવાં જોઇએ. સ્વચ્છતા શીખવવી જોઇએ એટલુંજ નહિ પણ એની ટેવ પાડવી જોઇએ, અને એને વિષે પ્રેમ ઉત્પન્ન કરવો જોઇએ. આગેવાનોએ બની શકે ત્યાં પોતાની સંસ્થાઓમાં અંત્યજોને રાખવા જોઇએ ને અંત્યજોની ગંદી ટેવોને લીધે જ ચીતરી ચડતી હોય તેવા સનાતનીઓને બતાવવું જોઇએ કે સારા સહવાસની અંદર રહેવાથી અંત્યજો પણ સ્વચ્છ ને સુઘડ રહી શકે છે.

જે લોકો મ્યુનિસિપાલિટીઓ સાથે સંબંધ ધરાવે છે, તેઓ અંત્યજના મહોલ્લાઓ સ્વચ્છ રહે, ચમારોના કુંડોને માટે જ્યાંથી ચામડાં ચોરાઇ જવાનો ભય લાગે, તેટલે દૂર પણ નહિ, અને ગામમાં દુર્ગંધ આવે તેટલે નજદીક પણ નહિ એવી જગા મળે; તળાવો, કુવાઓ વગેરેમાંથી તેમને વધારે વખત ન રોકાવું પડતાં, ને અપશબ્દો ન સાંભળવા પડતાં, માનભરી રીતે ધોવાની, તથા પાણી ભરવાની સગવડો મળે—એવી જાતનો બંદોબસ્ત બહુ જ સહેલાઇથી આજની સ્થિતિમાં કરી શકે એમ છે. ભંગીઓની બાબતમાં તો તેઓ ઘણું જ વધારે કામ કરી શકે; કેમકે મ્યુનિસિપાલિટીઓનો ને ભંગીઓનો સંબંધ તો માલિક અને નોકરોનો છે. એટલે મ્યુનિસિપાલિટી-ઓનો એમના પર દરેક રીતનો કાબુ હોય છે. ધનિકો અંત્યજોને ઘણી રીતે ઉપયોગી થઇ શકે. કેટલાએ અંત્યજો નિયમિત ધંધા વિનાના હોવાથી જે મળે તે મજુરી કરે છે. તેમની સ્ત્રીઓને પણ તેમજ કરવું પડતું હોવાથી તેઓ અનેક મુકરદમોની દુષ્ટ વાસનાઓનો ભોગ થઇ પડે છે. એ બધાંને માટે સ્વાર્થબુદ્ધિ ન રાખતાં અંત્યજોને માટે ઉદ્યોગની મોટી વસાહતો સ્થાપે તો તેમની દુઆ મેળવે. એમની બનાવેલી ચીજો જેવી કે ટોપલા, સુપડાં, જોડા, કાપડ વિગેરેને માટે મૂડી પૂરી પાડે અને માલ પ્રામા-ણિકપણે વેચી આપે તોપણ અંત્યજોને કેટલુંયે સુખ થાય. સરકારી અધિકારીઓ પણ પોતાના ધર્મ ખરી રીતે બજાવે તો અંત્યજોને વેઠના જુલમોમાંથી મુક્ત કરી શકે. તેમને દારૂની ભૂરી બદીમાંથી જરૂર છોડાવી શકે ને જુગાર તો તેઓ એકદમ અટકાવી શકે.

અંત્યજ ભાઇઓ! તમારે પણ એમ સમજવું ન જોઇએ કે બીજાઓ પોતાને માટે બધું કરી આપશે. તેઓ તો સલાહ આપશે. કંઇક મદદ કરશે. પણ કોઇનું બાંધી આપેલું ભાથું કંઇ જીંદગી સુધી પહોંચે નહિ, અને શેઠની શીખામણ ઝાંપા સુધી જ પહોંચી શકે. આગળ આવવું એ

તમારૂં પોતાનું કામ છે. એમ માનવાની ભુલ નહિ કરતા કે તમારી ખરી હાલત ઉંચી જ્ઞાતિઓએ જ કરી છે. પ્રભુને ઘેર ન્યાય છે. ઉંચી જ્ઞાતિ ઉંચી થઇ ને રહી કેમકે તેમનામાં સંયમ વધારે હતો. અનેક દુષ્કાળ જોયા છતાં, અનેક રાજ્યોની ઉથલપાથલનું દુઃખ અનુભવ્યા છતાં, તેઓએ પોતાનો શુદ્ધ આચાર ને ટેક છોડયાં નહિ. તમે તો માંસ ને દારૂને જ તમારૂં અન્ન ને પાણી બનાવ્યાં. તમારા ધંધા-રીતસર કર્યા પછી-પણ તમે ચોખ્ખા રહેતા નથી. તમને દૂર રાખવા માટેનું એ જ મોટું કારણ છે. આપણા ધર્મમાં ચોખ્ખાઇ ઉપર તો ઘણો જ ભાર મૂકેલો છે, છોકરાંને મોઢે પણ તમે સાંભળ્યું હશે કેઃ—

"ચોખ્ખો મારો ઓટલો, ચોખ્ખો ઘરનો ચોક,
ચોખ્ખાં લુગડાં જોઇને, ચોખ્ખું કહે સૌ લોક;
ચોખ્ખું મારૂં મુખડું, ચોખ્ખા મારા હાથ,
ચોખ્ખા મારા દિલમાં, રહે જગતના નાથ."

આવી રીતે જેના દિલમાં જગતના નાથ સાચી રીતે જ રહેતા હોય તેને કોણ અળગો રાખી શકે? પણ તમને તો દાતણ કરવાની ટેવ નહિ—ન્હાવાનું ભાન નહિ. તમારા ઘરની આગળ તાજાં ફાડેલાં ઢોરનાં હાડકાંને લોહી પડ્યું હોય, સડેલું માંસ પણ દોરી પર લટકતું હોય, તેની વાસથી કુતરાં દોડાદોડ કરી મૂકતાં હોય, ઘરની ખરી માલેકી જાણે મચ્છર ને ઉંદરોએ જ લઇ લીધી હોય, તેથી કોઇ પણ રોગ ગામમાં ફાટે ત્યારે તમારી મુલાકાત તે પહેલી કરે. ત્યારે પણ તેને માટે કોઈ જાતની દવા ન કરતાં અનેક જાતના વહેમમાં પડી અને માનતાઓ માની ભુવાઓનાં ઘર ભરો. જે થોડા પૈસા તમારી પાસે હોય તે પેટને માટે, છોકરાંનાં કપડાં માટે ન ખરચતાં દારૂમાં કે જુગારમાં ને જ્ઞાતિવરામાં તમે ઉડાવો છો. ભણવા ગણવાની દરકાર ન કરતાં મૂર્ખ રહેવામાં જ આનંદ માનો છો. નવરાશના વખતમાં પ્રભુભજન કરવાનું કે બૈરાંછોકરાં સાથે પ્રેમથી વાતો કરવાનું છોડી દારૂનાં પીઠાં અથવા ચાહની હોટલો આગળ બેસી અરસપરસ લડો છો, મારામારીઓ કરો છો. આખા ગામને સાફ કરો છો પણ તમારૂં આંગણું, શરીર ને કપડાં ગંધાય છે. ખાદી વણી ગામની લાજ રાખો છો પણ તમે પોતે પરદેશી લુગડાં પહેરો છો કે અધો નગ્ન અવસ્થામાં ફરો છો. રાત્રે પૂરતું ઓઢવાનું પણ ન હોવાથી ટાઢે થરથરો છો. પરમાર્થ બુદ્ધિથી તમારા છોકરાંને ભણાવનારને તમે મદદ કરતા નથી; તેમને તુચ્છકારો પણ છો. ટુંકામાં આજ સુધી

તમે પોતે જ તમારા દુશ્મન બન્યા છો. હવે પોતાના મિત્ર બનો. તમારે ચડવું જ હોય, હિન્દુસમાજમાં બીજાઓની બરોબરી કરવી જ હોય તો પોતાના દોષ ટાળવા માટે તનતોડ મહેનત કરો. પડેલાના રાઈ જેવડા દોષ પણ બીજાઓને પર્વત જેવડા લાગે છે. હિંદુસમાજે આજ સુધી તમને કનડયા હશે, પણ હવે તેઓ પોતાની ભૂલ સમજ્યા છે. આજે મહાત્મા ગાંધીજી જેવા મહાન પુરુષે તમારી બાંય પકડી છે. આખા દેશની મોટામાં મોટી મહાસભાએ તમારો પક્ષ લીધો છે સુધારાવાળાઓ ઘણા દિવસથી તમારા માટે મહેનત કરે છે. આખા હિંદુસમાજમાં પણ તમારી છીટ ઓછી થતી જાય છે.

આજ સુધી અનેક કષ્ટ સહન કરીને પણ તમે હિંદુ રહ્યા. આજે તમારામાં આવેલી જાગૃતિ જોઇને, તમારી સ્થિતિ સુધારવાની આશા બતાવીને, જુદા જુદા મતના ને પંથના માણસો તમને આકર્ષવાને પ્રયત્ન કરી રહ્યા છે. ગામડાંમાં તો ઉજળીઆતો પાસેથી તમે ઠીક પ્રેમભાવ મેળાવી શકો છો. શહેરોમાં જ્યાં નવી નવી જાતનાં ઝગડાઓ ઉત્પન્ન થયાં જ કરે છે, અર્ધદગ્ધ માણસો બીજાઓને ભરમાવે છે,ત્યાં જ તમારા ધર્મની નિંદા કરીને તમને વટલાવવાની પેરવી રચાય છે. પણ હવે જ્યારે તમારા ધર્મબંધુઓ તમારી તરફ ધ્યાન આપવા લાગ્યા છે એવા વખતમાં જુના દુઃખો યાદ લાવી તે દુઃખોના ભયથી કે તેનું વેર વાળવા પરધર્મનો આશરો ન શોધશો. તમારામાં થએલા મોટા સંતોને—રોહીદાસ ચમાર, સજ્જન કસાઇ, ચોખામેળા મહાર, દક્ષિણ હિંદુસ્તાનમાં નંદ, ઓરિસ્સાના રવિદાસ, બંગાળાના હરિદાસ ઠાકુર વગેરેને—હિંદુધર્મના અનુયાયીઓએ કોઇ પણ સંતો જેટલા જ પૂજ્ય માન્યા છે. દક્ષિણ હિંદુસ્તાનમાં કુરલ ગ્રંથના કર્તા તિરૂપિલ્લુવાર અને વૈષ્ણવોના અત્યંત પૂજ્ય સંતોમાંના એક તિરૂપાન્નીયલ્વર એ બંને અંત્યજો હતા. શ્રી યમુનાચાર્યના ભાનર નંબીયર નામના પંચમ શિષ્ય એક મહાન પંડિત થઇ ગયા હતા. તેમને બ્રાહ્મણ સંન્યાસીની પેઠે સમાધિ આપવામાં આવી હતી. એટલે તમે સમજી શકશો કે હિંદુધર્મમાં પણ તમને યોગ્ય માન મળી શકે છે. સ્મૃતિઓમાં તમને અંત્યજોમાંથી ઉંચી જાતમાં લેવા માટેનાં ચોકસ વચનો મળી આવતાં નથી, છતાં દીર્ઘ તપશ્ચર્યાથી માણુસ પોતાની નાત પણ ઉંચી બનાવી શકે છે અને પૂરેપૂરૂં માન તે પણ મેળવી શકે છે. આવા દાખલા સ્હેજે જ બહુ ઓછા બનતા હોવાથી કાયદાઓની વ્યવસ્થામાં તે ટાંકેલા નથી. ધર્મ એ જ માણસના પ્રાણ છે, તેની ખરી માણુસાઈ છે, તેના રક્ષણને માટે દુનિયામાં લાખો વીરોએ પોતાના જાન કુરબાન કર્યા છે, અને તેને તજનાર કદી સુખને

પ્રાપ્ત કરી શક્યા નથી. એક ધર્મમાંથી બીજા ધર્મમાં જવાથી તમારી દશા બહુ સુધરે છે, એમ ન કહી શકાય. શરૂઆતમાં દેખાતી કરૂણાબુદ્ધિ લાંબા કાળ સુધી ટકનારી નથી હોતી. તે તેવી હોત તો હિંદુધર્મમાં પાછા લેવાની શરૂઆત થઇ ત્યારે આટલા બધા લોકો પાછા હિંદુ ન બનત. ધર્માન્તર કરાવવામાં હમેશાં કેવળ શુદ્ધ હેતુ જ હોય છે, પોતાનું રાજદ્વારી બળ વધારવાનો દાવ નથી હોતો, એમ ન કહેવાય. કોઇ કેવળ ભોળા ભાવથી જ તેના પ્રયત્નો કરતા હોય તોપણ આજની ધૂર્ત સરકાર એવા ભોળા માણસોને પોતાના હથિયાર ન બનાવે એ અશક્ય છે. અત્યાર સુધી જે નિષ્ઠાથી હિંદુધર્મને વળગી રહ્યા છો તે નિષ્ઠા તમને મીઠું ફળ આપ્યા વગર રહે નહિ. હિન્દુઓ સમજતા થયા છે. પણ જો તમે નિરાશ જ થાઓ તો પારકાના હાથમાં હથિઆર બનવા કરતાં પોતાન ચારિત્ર્યબળથી સ્વધર્મી બંધુઓ સાથે સત્યાગ્રહ કરવાનો રસ્તો પણ ખુલ્લો છે. આર્યાવર્ત શાંતિ-પ્રધાન દેશ છે. તેમાં પણ ગુજરાત તો ખાસ કરીને શાંતિ ધર્મને માનનારો છે, એટલે આવો કટોકટીનો પ્રસંગ આવવા ન દેતાં આપણે બધા ઉચ્ચનીચના ખોટા ખ્યાલો કે કલ્પનાઓ ભૂલી જઇ અરસપરસના હાથમાં હાથ મિલાવી ધર્મનો ને દેશનો જશ વધારીએ.

આખરે અંત્યજસેવામાં જેઓ રોકાયા છે તેવા ભાઇઓને પણ નમ્રભાવે બે બોલ કહી લઉં. ઉજ્જવળ હિંદુધર્મ પર ચડેલો અસ્પૃશ્યતાનો મેલ ધોવાનું વ્રત આપણે લીધું છે. પણ તેને માટે પ્રથમ આપણે નિર્મળ બનવું ને રહેવું જોઇએ. કાદવવાળા પાણીથી કોઇ પણ કપડું સાફ નહિ થઇ શકે. હિંદુધર્મને માટે આપણને અભિમાન છે. તેનું પાલન આગ્રહપૂર્વક આપણે કરવું જોઇએ. જુના વિચારના માણસો આપણો વિરોધ કરે છે. તેમને આપણા ચૂસ્ત આચરણથી આપણે જીતી લેવા જોઇએ. આપણે એશઆરામી-સ્વછંદી-નથી પણ તેમનાથીયે વધારે સંયમી છીએ, એવી છાપ આપણા આચરણથી તેમના પર પડવી જોઇએ. અને એક જ વસ્તુની અંદર આપણે જુદા છીએ માટે એ વસ્તુનું કંઇક ખરૂં મહત્ત્વ હોવું જોઇએ એવી ખાત્રી તેમને થવી જોઇએ. તેવી ખાત્રી થતાં તેઓ વિરોધ છોડી દઇ ઉદાસીનતાથી આપણું કામ ને આચરણ બારીકાઇથી જોશે. અને જો આપણી દાનત તેમને કેવળ શુદ્ધ લાગશે તો તેઓ વિરોધ કરવાને બદલે આપણને મદદ કરવા લાગશે. છતાં તેમ ન બને તોયે આપણે આપણું કામ ચાલુ જ રાખી કોઇના વિરોધથી ન અકળાતાં મીરાંબાઇ ને સૉક્રેટીસની પેઠે ઝેરનો પ્યાલો હસતે મોઢે લીધા જેટલી તાકાત કેળવવી એ. અંત્યજોનું કામ કરવા

લાગ્યા તેથી તરત જ તેમના તરફથી ધન્યવાદ મળે એવી આશા તો આપણે ન જ રાખવી જોઇએ. આપણે ધનામને માટે કામ નથી કરતા. પૂર્વજોના લાયક પુત્રો તરીકે તેમની ભૂલને નમ્રભાવે સુધારી લેવાનો માત્ર પ્રયાસ કરીએ છીએ. આપણા ધર્મબંધુઓને આપણી વાત ગળે ઉતારવાને માટે તપશ્ચર્યા કરીએ છીએ, અંત્યજોને આજ સુધી તરછોડયા તેનું પ્રાતશ્ચિત્ત કરીએ છીએ.

સુધારાનું કામ સહેલું નથી. આપણે તે હમણાં જ શરૂ કર્યું છે. નાતીલાઓના વિરોધ ને અંત્યજોની બેદરકારી વચ્ચે રહીને આગળ વધવાનું છે. ફળ કયારે મળશે તે નક્કી નથી. રસ્તામાં ગાફલ રહીએ તો પગ લપસી પડવાનો ઘણો સંભવ છે. અંત્યજોને પોતાની ટેવો છોડતાં ઘણી વ્યાવહારિક અગવડો આવે છે. તેમની નાતમાં તેમની વાતો થાય છે. એવે વખતે તેઓ આપણા પર ચીડાય, તે પણ શાન્તિથી સહન કરવું જોઇએ. ગમે તેટલા અપૂર્ણ આપણે હોઇએ તોપણ આપણને ધર્મનો રસ્તો સૂઝયો છે, એટલે ઇશ્વરનો આશીર્વાદ આ પ્રવૃત્તિપર છે જ એ વિષે મને પૂરેપૂરી ખાત્રી છે, અને તે જગતિપતા પાસે હું એ જ પ્રાર્થના કરૂં કે આ કાર્યની અંદર અમને બધાને તે સન્મતિ આપે અને દીન અંત્યજોનું દુઃખ જલદી દૂર થાય. પ્રભો ! એક દિવસ પણ વધારે તે સહ્યું જાય એમ નથી.

---

